




# સ્વરાજ
## મેળવવાની ચાવી.

જાહેરખાની કરી વાંચો તમારા બીજા સ્નેહી સંબંધીને વાંચવા આપજો ને વાંચી તે ઉપર મનન કરજો ને પછી તમારૂં અંતઃકરણ જે સલાહ આપે તે માર્ગ અખત્યાર કરજો.

—: છપાવી પ્રસિદ્ધ કર્તા :

ડોશાભાઈ માણેકશા વકીલ.
ઠો. શાહપોર—સુરત.

સંવત ૧૯૭૮ પ્રત ૫૦૦૦ સને ૧૯૨૨

૯-૯-૨૧



# સ્વરાજ લેવાની ચાવી

# Key to Success to Swaraj.

આજકાલ હીંદના મોટા ભાગમાં અસહકાર ને સહકાર આ બે તરાં વચે જબરી જોસતેજે ચાલી રહી છે. આવા કટોકટીના વખતમાં દરેક સમજુ વર્ગની ફરજ છે કે જે નીરદોસ થોડું ભણેલા અને અજ્ઞાન લોક જે મુલ મુદો સમજયા વગર ગાડરીઆ પ્રવાહ તેમજ મેઢાં માફક એક ચાલ્યું તો તેની પાછલ બીજાએ દોડવું એ રૂઢી અખત્યાર કરી ભવીષ્યની આખા દેશની પાયમાલીમાં લાવી મુકવાનો વખત લાવી મુકયો છે તેવા સમયે તે લોકને એક તરફની વાત સાંભલી ભંભેરી ગયા છે તે લોકને બીજી બાજુની પણ હકીકત જાનવા જરૂર છે કે જેથી તે લોકને શાંત પણે ખરા ખોટાનો તોલ કરવાનો ચાનસ મલે તેથી આ પ્રસંગે બેઉ બાજુની હકીકત વીસ્તારથી મુકી ખરો માર્ગ શું છે તે બતાવવા કોશીશ કરૂં છું કે જેથી ભવીશમાં જેઓ આ હકીકત જાણી ખરાબ થતા બચવા પામે તથા સ્વરાજ મેલવવાનો ખરો રસ્તો જાની શકે. આ લડતની મુલ નેમ લોકોને શું બતાવવામાં આવે છે કે આપણે સ્વરાજ લેવું છે. હા. કેટલાક અંધ ઉત્સાહ લોકોએ પોતાની નેમ બર લાવવા ગરીબ નીર્દોસ ને અભન વર્ગને આ લાલચ આપી ખોટે મારગે ભુલાવી મુકવામાં આવ્યું છે, ત્યારે હવે એજ બબદ પર આપણે જરા શાંત મનથી વીચારશું કે સ્વરાજ લેવું એ વાત કોણુને નહીં ગમે ને આપણે શું કામ સ્વરાજ નહીં લેવું જોઇએ તેમજ સરકારે શુ કામ નહીં આપવું જોઇએ આ મુદ્દા પર વીચારશું.

દરેક અભણ તેમજ શિખેલા સ્વરાજ મેળવવાને કુદરતી આતુર હોય એમાં શક નથી. ત્યારે સ્વરાજ આપણે શું કામ નહીં લેવું એ મુદ્દો તપાસિશું તો પડેલો સવાલ એ ઉઠે છે કે આપણે લાયક છીએ કે નહીં. તો એ મુદ્દો તપાસવા આપણી લાયકાત આજ સુધીમાં કેટલી પુરવાર થયલી છે તે જોઇશું.

૧ મ્યુનીસીપલ કારોબાર જયારથી સરકારે પોતાનો હાથ ખેંચી લઇ લોકોને સોંપ્યો છે ત્યારથી અંધેર સીવાય બીજું કશું જોવામાં આવતું નથી. બીજો દાખલો લોકલબોર્ડનો લો તો એટલોજ અંધાધુની કારોબાર જોઇએ છીએ. ત્રીજું તેમજ દેશી કોઈબી સાહસીક કંપનીઓ જોસો તો તેમાં ઘણીખરીમાં ગાલ્લે ગાલ્લાં અંધેર ને મામા માશી, તમો જોશો કે કેટલી ન ? કંપનીઓ ઉભી થઇ ને તે ટુંક વખતમાં ઉપડી ગઇ. આજસુધીમાં પ્રમાણીક તથા ઉત્તમ રીતે ખીલવીને લોકને લાભ કરી આપ્યો એવી કેટલી ખાનગી કંપનીઓ બતાવી શકશો ? આપણા દેશીઓમાં અનેક જાત નાત છે, તેમજ અનેક મતફેરી છે, આપણામાં સંપ નથી, જાતીભોગ આપવાનો ગુણ નથી, આપણી કેરેકટર નથી, આપણે આલસુ છેએ, આપણે નીયમીત કામ કરનાર નથી, એકબી બાબદમાં પુરો સદગુણ ધરાવતા નથી. હા. આનો અર્થ એમ નહીં થાય કે શું ૩૩ કરોડમાં કોઇબી વીરલો જનમ્યોજ નહીં, તો તેનો ખુલાસો હુંજ કરી દેવું છું કે હું જે લખું છું તે મેજોરેતી યાને મોટી સંખ્યા કેવી છે તે બતાવવા માંગું છું. ત્યારે આટલું જાણ્યા બાદ બીજીગમ નજર કરો. આપણા દેશી રાજો, હવે એ બાબદ વધુ લખી હું કોઇની સ્કેન્ડલ કરવા માંગતો નથી, પણ દેશી રાજોનો જેને અનુભવ છે તે તમને ખાતરી આપશે કે ઘણે દરજજે અંગ્રેજી હકુમત સારી. હવે વળી, એથી આગળ વધી નજર કરો કે હીંદમાં આગલ મુસલમાન

હીંદુ તેમજ બીજા રાજો હતા તે વખતે જે લોકોને છુટ આબાદી સુખ આજ છે તે તે વખતમાં હતા ? રાત્રે બહાર નીકળી શકો નહીં, જાનમાલની સલામતી નહીં, દીવસે તથા રાત્રે લુંટ તથા ચોરી, ઘરના બૈરાંની સલામતી નહીં, રાજાને ગમે તો ગમે તેને ઉચકી જાય, હુકા ભરાવે, હોરમાં ઘાલે, ઘોર ખોદાવે, પીપમાં ઘાલી ગબડાવે, શુલીએ ચડાવે, સારા કપડાં કે ઘરેણાં પહેરાય નહીં, અને અનેક આપ્રતો આવતી તે બધુ વીસરી જવામાં આવ્યું છે. ધરમનું રક્ષણ નહીં, તમો હાલ જંગલમાં ધોલે દીવસે જઇ શકો, જાનમાલની સલામતી, વાઘ તથા બકરી એક ઓવારે પાણી પીએ છે. તમે ન્યુસપેપરમાં ગમે તેમ છુટથી લખી શકો છો તથા વેપાર રોજગાર તથા ધરમ દરેકનું રક્ષણ મળે છે, તે રાજ તમને રૂચતું નથી. હા, મ્હારે કબુલ કરવું જોઇએ કે કેટલાક અમલદારના રાજનીતિથિ બેદીલા બરપા થઇ છે, પણ તે માટે સરકારે દલગીરી બતાવી દુર કીધા છે. પણ અંગ્રેજ અમલદારને દરેક રસ્તા બતાવવાને પોતે વહાલા થવા ખોટે મારગે દોરવવાનો આપણો મોટો દોશ છે કે ગમે તેવોબી અંગ્રેજ બચ્ચો વેલાતથી આવશે તો તે તે ભલોજ હશે, કારણ તે લોકની કેરેકટર છે, તે ભલા માણસને બગાડનાર કોણ છે ? આપણા દેશીઓ છે, તેને વાંકા રસ્તા બતાવનાર કોણ છે? આપણા દેશી. ત્યારે ભાઇઓ દોશ તો આપણો છે, મેં અનેકને મ્હોંથી સાંભળ્યું છે, તેમજ જાતે અનુભવ્યું છે કે આપણો દેશી ગમે તેવોબી સ્ટ્રેઈટ ફોરવર્ડ હોય છતાં એક અંગ્રેજ જો ઈન્સાફ તોલવા બેસે તો દેશી ને અંગ્રેજના ઇન્સાફ માં ફેરજ કુદરતી માલમ પડશે; તેમજ આપણે એક બીજી વીચારવાની બાબત છે કે અંગ્રેજના રાજનો વીસ્તાર કેટલો છે અને તે હકુમત હજારો માઇલ દુરથી ચલાવે છે, ને હજારો માઇલની સલતનત પર ચલાવે છે. શું આ રમતનિ વાત છે ? આજે આપણે

આપણા કુટુંબની વ્યવસ્થા તેમજ અમુક એક કારખાનું યા કંપનીની વ્યવસ્થા ચોકસ રાખી શકતા નથી તો રાજ ચલાવવાની ને તે જુદી જુદી જ્ઞાતીના લોકો ઉપર હજારો માઇલના વીસ્તાર પર રહી ને હજારો માઈલ દુરથી કરે છે ને તેમાં જો કાંઇ ભુલચુક યા ખામી થાય તો તે થવીજ જોઇએ. જો ખામી નહીં તો પછી ઇશ્વર અવતારજ કહેવાય. આટલું જાણ્યા બાદ હવે ત્રીજા મુદ્દા ઉપર આપણે આવશું કે સરકારે સ્વરાજ આપણને શું કામ નહીં આપવું જોઇએ. ઉપર જોઇ ગયા તેમ આપણે લાયક નથી એ ખુલું બતાવે છે. સરકાર આપવા ના પાડતી નથી, સરકાર કહે છે કે લાયક થાવો ને આપોઆપ સ્વરાજ તમને મળશે, ને આપશું ને તેથી સરકારે તમને આજ કેટલા વરસથી ધીમે ધીમે ત્રેઇન કરવા માંડયા છે. તમે હક ભોગવવા લાયક થાવો તેવી જગો આપવા માંડી છે. કાઉન્સીલોમાં દાખલ કીધા, મ્યુનીસીપલ સેલ્ફ ગવરમેન્ટ સોંપ્યું, લોકલબોર્ડનું સોપ્યું, કાઉન્સીલમાં આપણી સંખ્યા વધારી, જોખમદારીના હોદ્દા આપવા માંડયા, જયારે એક ગમ સરકાર તમને આગળ વધારવા કોસેશ કરે છે ત્યારે તમોએ તે હક જવા દીધા ને બચ્ચાં માફક ખોટાં ચેડાં કહાડી તમો તેમાં સામેલ થયા નહી. હવે દોશ કોણનો ? એક ગ્રહસ્થે ભાષણમાં કહ્યું કે હમો સ્વરાજ લેવાના છેએ તેથી હમો જોડાયા નહીં. આ કેવો હસવા જેવો ખુલાશો. મકોરાએ માંને કહ્યુ કે ગોળનું માટલું ઉંચકું તેમ આજકાલ વાતો કરે છે એજ આપણું અજ્ઞાનપણું ને બેવકુફાઇનો નમુનો છે. એક ચાલતી છરી બચાના હાથમાં આપવામાં આવે તો પરીણામ શું આવે ? બચ્ચું પોતેજ હાથ કાપી નાંખી જીવને જોખમમાં નાંખે તેથી સરકાર વગર લાયકાતે તમને કોઇબી વધુ સત્તા યા હક આપે ને તે ભોગવવા લાયક નહીં હો તો તેનું પરીણામ શું આવે ?

દરેક અનુભવીઓના અનુભવમાં આવેલી વાત છે કે જો એક બાપનો દીકરો દરેક વાતે લાયક નીવડે ને તેના બાપની ખાતરી થાય તો દીકરાના માંગ્યા વગર ખુશીથી બાપ રીટાયર થઇ છોકરાને દરેક વ્યવસ્થા સોંપે છે. જો એક ઉપરી અમલદાર હોય ને તેના હાથ નીચેનો માણસ દરેક વાતે ચબરાકતાથી કામ કરી ઉપરીનું મન કામથી સંતોષ આપી પોતાની લાયકાત પુરવાર કરી આપે તો તેજ ઉપરી પોતે બધો વીશ્વાસ મુકી તેના દરેક લખાણુજ બહાલ રાખે ને ભવિશમાં તે રીટાયર થાય તો તેજ જગો માટે તેનેજ ભલામણ કરતો જાય. આ કુદરતી વાત છે, તેમ આપણે સ્વરાજ લેવું એ બી સિદ્ધ છે. અંગ્રેજ લોકે આપણને આપવું એ બી સીધ વાત છે પણ આ બધું ક્યારે કે આપણી લાયકાત; પુરવાર કરી આપવાનિ પહેલી ફરજ આપણે અદા કરવાની છે ને જયારે તમો લાયક થયા તો આપોઆપ કુદરતીજ કાયદે તમોને તે મલવુંજ જોઇએ, ને જો તમો કવખતે મેળવવા હોંસાતોસી કરો તો પરીણામ એજ આવે; કે આગળ વધવાને બદલે પાછળ હટશો. સુખને બદલે દુઃખ લાવશો. વીશ્વાસને બદલે અવીશ્વાશી ઠરશો ને દરેક વાતે ખરાબી જાનમાલ વેપાર રોજગારની. દરેક વાતે ખરાબીનું પરીણામ જો લાવવું હોય તો કવખતે મેળવવા કોશીશ કરજો ને હાલનો મામલો જો લોકો સમજી ખરો રસ્તો નહીં પકડશે તો ને ખોટે રસ્તે દોરવાશે તો આખર દુઃખ આપ્ત ને જાનમાલની ખરાબીમાં આવશે એ સીદ્ધ જાણવું. નીરદોશ ને ખાનદાની આબરૂદારનો મરો થસે. દુનીયાની પાયમાલી થસે. જે સ્વરાજ પાંચ પંદર વરસમાં ; મલવાની આશા છે તે ૧૦૦. ૨૦૦ વરસે બી મલ્વાનું નથી એ સીદ્ધ વાત છે. અરે ભાઇઓ, જરા તો વીચારો કે સુંઠ હાથમાં આવી તેથી કાંઇ ગાંધી બની બયા? જરાતરા તમને કેળવણી મલિ, તો તમો પુસ

લાયક થયા ? માનો છો એ ભુલ છે. જો ભાઇઓ બીજું એ વીચારજો કે આજે હીંદુ ને મુસલમાન બહારથી ડોળ ઐકયતાનું બતાવે છે પણ બાપદાઓએ તમને શું પુરવાર કરી આપ્યું છે કે હીંદુને જબરીથી વટલાવ્યા ને લુંટયા. મુસલમાનોમાં ધર્મનું હમેશ જનુન રહે છે. મુસલમાન રાજની આગલી હીસટરીઓ વાંચો. તમો આજ ઉપલા દેખાવ પર લલચાઓ નહી. બાટેનમાં જુદોજ સ્વભાવ છે. કુદરતી સ્વભાવને તમો ફેરવી શકશો નહીં. આતો જાતી સ્વભાવ છે. આ તક હું માહરા મુસલમાન ભાઇઓ પાસે માફી ઇચ્છું છું કે હું કાંઈ બે કોમ વચ્ચે તડ પડાવવા યા લડાવવા માંગતો નથી. એક કોમની જાતી પ્રકૃતીનો ખરો ખ્યાલ આપવા ખરી હકીકત લખવી પડે છે સાંચુ ખીલાફતના સવાલ તરફ મહારી પુરતી દિલસોજી છે ને હું મ્હારા તરફથી સરકારને અરજ કરીશ કે મ્હારા મુસલમાન ભાઇઓને ઈન્સાફ આપો ને એ લોકને એ કામમાં પુરતી મદદ કરો, હું ખરા જીગરથી ઈચ્છું છું કે ખરા જીગરની એકયતા થાય. હું જે બતાવું છું તે હાલ જેમ નાટક પર ગરીબનો છોકરો એક રાજાનો વેશ ધારણ કરી નાટક ભજવે છે. નાટકના તકતા ઉપર રાજા છે પણ બાટેન ગરીબ છે તેમ હાલ બહાર જોશભેર ઐકયતા બતાવીએ છીએ તે બાતેનમાં નથી પણ વખત આવે તેવી વૃત્તી નથી બતાવતા ને જયાં ને ત્યાં કુસંપ ને અદેખાઇ ને ધર્મનુ જનુન વખત આવે બરપા થાય છે એ એક નહીં પણ અનેક દાખલાથી પુરવાર થયલી વાત છે ને હાલ એકયતા છે તે ફકત સ્વરાજ મેળવવાના કાર્યને પુરતી આપવા ખાતર બહારની એકયતા છે. એક મ્યાનમાં બે તરવાર હોઇ શકે નહીં. હજારો વરસની પુરવાર વાત છે કે હીંદુ ને મુસલમાન એક થઇ ભાઇચારાથી વરતીયા નથી. જો સાંચુ હું લખું તો ખોટું નથી કે અંગ્રેજ સરકારની

ખોલખાલા કે એની રૂડી રાજનીતીમાં એ બે કોમ મોટે ભાગે એકસંપથી રહી શકી છે યાને એક બીજાને નુકશાન કરી શકી નથી. એ ખોલખાલા અંગ્રેજ સરકારની છે ને એજ સરકારે તમને એકયતા બતાવવાનું શીક્ષણ આપ્યું છે પણ હજુ તે પુરૂં મેલવી શકયા નથી. હા. હાલ થોડા વખત માટે એકયતા રહે તો તે બનવાજોગ છે પણ જો બે કોમથી એકની ચડતી થઈ તો બીજી કોમને તે પાછી કચડીજ નાંખસે એ પણ સીદ્ધ છે. માટે ભાઇઓ જે કરો તે ઉપર બહુ વીચારો. બલતી મશાલ લઇને કુવામાં પડો છો તે ઉપર બહુ વીચારો. મદારીઓ વાંદરાને નચાવે છે પણ વખત આવે મદારીઓ ભરાઇ બેસી વાંદરાનો મરો થશે તે વીચારજો. હવે આટલું લખી આપણા મહાત્મા ગાંધીજીનાં શું બોધો છે તે બોધ ઉપર જરા લંબાણથી વીસ્તારીને આપણે સમજશું.

## મ૦ ગાંધીજીનો પહેલો બોધ. પરદેશી કાપડનો ત્યાગ ને સ્વદેશી કાપડ વાપરવું.

ખચીત કોઇ માણસ એ વાતનો ઇન્કાર કરી શકે નહીં, જરાપણ ખોટું નથી, ગાંધીજીની નેમ એ છે કે ૧. હીંદનો આગળનો ઉદયોગ વણાટનો સજીવન કરવો, ઢાકાની મલમલ દુનિયાની મશહુર વણાટ આજ નાશ પામી તે સંજીવન કરવાનો હેતુ. ૨. બીજો હેતુ. પરદેશી મોઘાં કપડાં તથા લગઝરી યાને મોજશોખમાં અઘટીત ખરચો થતા અટકાવો. ૩. ત્રીજો હેતુ. જે લોકોમાં અસલની સાદાઈ છોડી ઇતરાજીનો ખરચ ને ખોટી મ્હોટાઈ દુર કરવાનો હેતુ. ૪. ચોથો હેતુ. દેશના પૈસા દેશમાં રહે. ૫. પાંચમો હેતુ. હીંદમાં મોટે ભાગે કામ વગરનાં ભીક્ષુક તથા નવરા લોકો છે તેઓને કામે લગાડવાનો છે. હા, વીચાર કેવા પવીત્ર છે! કોણ ના પાડી શકે? પણ ગાંધીજીની મુલ નેમો પાર પડી નહીં કારણ જે શુદ્ધ બુદ્ધીથી આરંભ્યું પણ

તેનો ગાંધીજીના હુકમનો અનાદર લોકે કીધો છે. લોકે દ્વેષની લાગણી બરપા કીધી, પરદેશીને નુકશાન કરવું તેનો ધીક્કાર ખુલા બતાવ્યો ને વીરૂદ્ધની લાગણી બરપા કીધી. હવે મુલ નેમ શુભ ને કર્મો ખોટાં ત્યારે પરીણામ શું આવે? પરીણામ ખોટું આવે. લોકો સફેદ ટોપી પહેરે, ખાદીનો કોટ પહેરે ને અંદર ગંજી કે શરત તે વેલાતી કાપડનું, મોજાં વેલાતી, વળી કેટલાક લોકો કોઇ અસહકારી ભાષણ આપવા આવે ત્યારે તે વખતે ખાદીના કપડાં પહેરે ને બીજે દીવસે વેલાતી કપડાં પહેરે ત્યારે આને શું ઢોંગ કે ખરા દીલની મનોવૃતિ. એ ઉપલક વાતો, ત્યારે ખરો રસ્તો શું છે કે દ્વેષ નહીં, ઉપલક વાતો નહીં, પણ ખરા અંતરની દેશસેવા ને પોતાનું ને દેશનું કલ્યાણ કરવાનો હેતુ દરેકમાં બરપા કરવો જોઇએ ને તે શાંત મનથી દરેકે પોતાના ઘરના વડીલોએ તેવી વર્તણુંકથી સાબીત કરી આપવું જોઇએ, તેને બદલે ખાલી બહારનો દેખાવ ઢોંગ ઇરશા ને પરદેશીઓની દેખતી ઇતરાજી ખેંચવી, તેમજ સરકારને બીવાડવા યા ધમકી આપવાના ડોલથી કામ કરવું એ કામની ફતેહની આશા કેમ રાખી શકાય ને જે સેકાઓથી હુન્નર ગયલો તે પાછો બરપા કરવા વરસ છ મહીનાનું કામ નથી પણ ઘણીજ ઉતાવલ તેમજ ઘણીજ જડપથીબી અમલમાં મુકો તો પાંચ દશ પંદર વરસ ઓછામાં ઓછા શાંત મનથી શત્રુવટ તથા દ્વેષ વગર તથા જે મુળ નેમો છે તેજ નેમ મનમાં રાખી દરેકજણ કોશીશ કરે તો જરૂર ફતેહ મળે તેમાં કોઇનો વાંધો યા દવેશ યા હરકત ઉભી થાયજ નહીં ને કુદરત પણ મદદ કરે ત્યારે આપણે ખુલ્લું જોઇશું પ્રાતેલા કપડાંની હોલી સળગાવીને ખાલી ઢોંગ કરવા, પેટમાં કાંઈ ને મ્હોમાં કાંઇ વાત કીધાથી ગાંધીજીની મુળ નેમને આપણે ઉંધી વાળી એજ બતાવે છે કે ગાંધીજીએ જે ચાલતી છરી બખ્ચાંઓના

હાથમાં આપી છે તે ખરચાંઓએ કેવો ઉપયોગ કીધો છે ને પરીણામ ઉલટુંજ આવ્યું છે. જો આપણી નેમ દેશસેવાનીજ હતી તો આજે સ્વદેશી કાપડ તો પરદેશી કાપડ કરતાં સસ્તુ વેચાતે પણ આપણે તો દેશની સેવાનું નામ ને પોતાનું કામ કરી પોતે એક ગુજરાન ને પૈસા કમાવાનું સાધન શોધી કહાડયું અરે ભાઇ, તમો દેશની સેવા કરો છો તોસ્વાર્થને બાજુ મુકો. જે કેરેક્ટર હીંદમાં નથી, જે લાયકાત હીંદમાં હજુ આવી નથી, ત્યારે તમો દેશનું શું કલ્યાણ કરશો ને કેમ કરશો ? મીથ્યા ધુંક ઉરાડવા જેવી વાતો કરો છો ને સ્વાર્થ સાંધો છે.. બહારના ડોળ કરો છો એ કયાંસુધી નભે ? એવી છેતરપીંડી કયાંસુધી ચાલે ? તમો પરદેશીઓ સાથ ખોટા વેરાનાં પાડો છો. હીંદની ઘણી ચીજો પરદેશ જાય છે ને તે ઉપર હીંદનું ગુજરાન છે. હીંદના લોક પરદેશ જઈ પૈસા લાવે છે. હવે જેવી લાગણીથી તમો વરતો છો તેવી લાગણીથી પરદેશીઓ તમારી સાથે વરતે તો તમો કેવા બુમરાત જુલમ એવા ઉદ્ગારો કાઢો છો. તમો બીજાની આંખ ફોડો ને તે હાથ પકડે કે તમો બુમ પાડો તે કેમ બને. હા, હું એમ નથી કહેતો કે તમો સ્વદેશી કાપડ ના પહેરો યા ના બનાવો, પહેરો, બનાવો, તમારો ઉદયોગ ખીલવો, ને તેના લાયક થઇ હરીફાઇથી યાને તે લોક કરતાં સારો માલ બનાવતા શીખો, તે લોક કરતાં સસ્તો વેચો, ને વેપાર તથા ઉદ્યોગની પ્રમાણીક હરીફાઇ કરો તો તેમાં શાબાશી છે. તેમજ તમારા ઘરમાં સાદાઈના નીયમો બચપણથી ખરચાં પાલે તેવું શીખવો, તમો પોતે તે નીયમથી ચાલો તે કાંઇ લોકને બતાવવા યા દ્વેશથી કરવાનું નથી પણ દેશસેવા તેમજ પોતાના ફાયદા માટે કરવાનું. જો એજ નેમથી દરેકજણ કામ હાથ ઉપર લેતો કોણ તમારા મારગમાં આવી શકે. કોઈ નહીં

આવે ને કોઈથી ના પાડી શકાયજ નહીં પણ હાલની કામ લેવાની પદ્ધતીએ મુલ નેમને તદન ઉંધિ વાલી નીશફળ સાબેત કરી આપી છે.

## ઘરેઘર રેંટીઓ.

હવે ગાંધીજીનો બીજો ફતવો શુ છે કે ઘરેઘર રેંટીયો. હા ભાઇઓ એમાં ગાંધીજીની નેમ શું છે કે ઉપર સ્વદેશી કપડાંની નેમ કહી તે નેમ રેંટીયાની છે. એકને એક બાબદ પાછી લખવી દુરસ્ત ધારતો નથી. રેંટીયો પહેલી વાત છે ને પછી "કપડાં વણવાની વાત છે. જો વણવાની વાત આપણે કરીએ તો રેંટીયો કાંતવાનું કામ પહેલે જાણવું જોઈએ. તેથી રેંટીયો ખાશ જરૂરી છે. કાપડ સ્વદેશી કરવા સુતર પણ સ્વદેશી હોવું જોઇએ. આજે કેટલાક વેપારીઓ વીલાતી સુતરની ખાદી વણાવી સ્વદેશી ખાદી કરી વેચે છે. તેથીજ રેંટીયાની ખાશ જરૂર છે. ગાંધીજીનો નેમ તદન બધી મનન કરવા જેવી છે પણ શુદ્ધબુદ્ધીથી જો અમલમાં મુકી તો; ને મનમાં કાંઈ ને પેટમાં કાંઈ આ નેમથી કામ કરીએ યા લોકમાં ડોળ ઘાલવા યા આપણી મતલબ સીધી કે આડકતરી રીતે પાર પાડવા કામ કરીએ તો તેનું ફળ સારૂં આવેજ નહી. ઘરેઘરે રેંટિયો એટલે શું. દરેક કુટુંબમાં ગરીબ કે પછી તવંગર કે મદ્ય વર્ગના હો તે પોતાના ઘરમાં ઘરના કામકાજથી પરવારી જો કાંઇ ઉદ્યોગ કરવા ઇચ્છતા હોય તો પોતાના કુટુંબને જોઈતું કાપડ પોતે ઘરમાં નવરાશ વખતે પણ વણી શકે. જો કાપડ કોઇ વણી નહી શકે તો કોઈ રેંટિયો કાંતી સુતર બનાવી શકે તો તે સુતર આપી તે બદલ કપડું લઇ શકે યા વણકર લોકને મદદ મલી શકે યાંને અરસપરસની સરવેની સહાયતાથી શુભ નેમ પાર પાડવાનો ગાંધીજીનો હેતુ છે. નહીં કે દરેકને રાંડીરાંડ બનાવી હીંદની પ્રજાને નીરબલ બનાવવાનો

ગાંધીજીનો હેતુ છે પણ દીલગીરીની વાત છે કે આ હેતુનો અર્થ પણ ખોટો કરી દવેશ તેમજ ઇર્ષા તેમજ તીરસ્કારની ; લાગણિ ખરપા કીધી છે. એજ બતાવે છે કે લોકે સારા ઉપદેશનો ખોટો અર્થ કરી સારી વસ્તુને નઠારી બનાવી છે ને તેનું પરીણામ મુલ નેમનું સારૂં નહીં આવતાં નઠારૂં પરીણામ આવે છે.

ઉપલા બે હેતુની પુષ્ટીમાં એક કુદરતી દાખલો તપાસીસું કે એક ગ્રહસ્થ કાંઇ ધર્મનું કામ કરવા નીકલે પણ તેની લાગણી ધર્મનું કામ ખરપા કરવાની હોય ને પોતાનું નામ અમર રહે યા મોટઈ કહેવાડવું જો એ હેતુ નહી હોય તોજ તેનું પુન તેને મલે તેમજ તેજ ખાતું હમેશ ખરપા થઇ દીનપર દીન વધે. હવે જો કોઇ ગ્રહસ્થ લાખો રૂપીઆ ધર્મ ખાતે ખરચે પણ તેનિ નેમ પોતાને મોટો કહેવડાવવો યા લોકમાં હું મોટું કહેવાવું એ નેમ હોમ તો તેને પુન હાંસલ થાય નહીં તેમજ તે કામ સરન જામ લાંબો વખત પુગે નહી; તેજ પ્રમાણે લોકોની નેમ ખરી દેશસેવાની હોય ને લોકના કલ્યાણ અરથેની હોય ને સ્વારથ યા બીજા કોઈબિ દવેશનિ લાગણિ નહીં હોય તો મુલ નેમ પાર પડી શકે; નહીતો જો મોટાઇ તથા દવેશ તથા ઇર્ષા તથા કલેશ વાગેરે લાગણી હોય તો ટુંક વખતમાં તે નીશફળ થાય ને પરીણામ બુરૂં આવે.

હવે ગાંધીજીનો ત્રીજો ફતવો દારૂ તથા તાડીની બંધી.

એ બાબદમાં પણ બે વિચાર હોયજ નહી. દેશમાંથી છાકટપણું ઓછું કરવું એ દરેક સાચા દેશભક્તનો નીયમ હોવોજ જોઇએ. સરકાર પણ ઇચ્છે છે. ખુદ ગવરનરે આંકડા બતાવી આપણી આંખ ઉઘાડી કે તમારો સુરત જીલ્લો છાકટપણામાં આગળ છે. તે લોક પીઠાં ઓછાં કરે છે તેમ તેમ લોક વધુને વધુ પીએ છે. હવે એનું કારણ શું? કારણ બીજું કાંઇજ

નહીં પણ લોકમાં મોજશોખ એશઆરામ ને હરામખોરી વધિ લગ ઝરીમાં મશગુલ થયા છે તેથી પોતાનિ સકમાઇનો બુરો ઉપયોગ કરે છે ને એ જડ બહુ ઉંડી ગઇ છે. તો તે કાંઇ પીકેટીંગ કરવાથી મારફાડ ને જબરજસ્તીથી ટેવ છોડાતી નથી પીકેટીંગનું પરીણામ જો બારીકીથી જોશો તો સાંખુ પીણું વધે છે. દેશિ દારૂ બદલ વીલાતી મોંઘો દારૂ પીએ છે. દારૂ તાડી બંધ કરવા આ ગમચ પહેલે ચહાનિ બંધીની ધમાલ ચાલી. જેમ આકાશમાં હજારો તીર દેખાય છે ને થોડા વખતમાં ઉડી જતા રહે છે તેમ પહેલી ધમધોકાર દુકાનોની બંધી ફેલઇ પણ તે કેટલા દીવસ? થોડા દીવસમાં ફેઇલ્યુર. આ શું બતાવે છે? આ એજ બતાવે છે કે તમો ઘરમાં દીવસમાં ૪-૫ વખત ને કેટલાકને ત્યાં ૮-૧૦ વખત ચહા પીવાની ટેવ પડી છે તે ટેવ કાંઇ એક વીજળિના આંચકા સાથ બંધ થઇ જાય? તમો ચહા તેમજ તાડી દારૂ વીષે તેના ફાયદા ગેરફાયદા સમજાવો. સમજાવટથી ઉપદેશ આપો. પહેલે તમો જે ચીજ કરવા આગ્રહ બીજાને કરો તે વ્રત પહેલે તમો પાલો, ઘેરઘેરથી ટેવ પાડો, પોતે તેવા થાવો પછી બીજાને તેવા થવા બોધ આપો. આપણે દાખલા શું મળ્યા છે કે ખુદ પીકેટીંગ કરનાર તથા ચાહની બંધી કરનારજ ઘર ઘર દાસો પકડાયા છે. હવે આ ચહા તથા તાડી તથા દારૂની બંધીમાં પણ ગાંધીજીની પવિત્ર નેમ હતી કે લોકો ખોટે માર્ગે પૈસાની બરબાદી કરે છે ને તનદોરસ્તી બગાડે છે ને નીશાથી અનિતીનો માર્ગ પકડે છે. તે સર્વ દુર કરવા ગાંધીજીની નેમ તેનો અર્થ લોકોએ જુદો કીધો કે સરકારની ઉપજને નુકશાન કરવું ને ચપતી તોડી વેર લેવું. અરે ભાઇ, જુ ભાગી બીહી કાંઈ કપડાં ફેંકી દેવાય છે ને ચોંતી તોડવે વેર લેવાય છે જે પવીત્ર નેમો છે તે નેમથી કામ લો. તે નેમ

મનમાં કોતરી રાખો ને તે નેમથી કામ લો. પહેલે તમે પોતે સુધરો, તમારા ઘરથી સુધારો શરૂ કરો પછી બીજાને બોધ આપો. આ નેમ પણ ફતેહ પામી નહીં ને મેલ કરવત મોચીના મોચી તેમ આખર મોચીજ રહ્યા. જો ગાંધીજીની જે મુલ નેમ હતી તે લોકોએ ખરૂં સમજી શાંતીથી કામ લીધું હતે તો બેશક દેશનું કલ્યાણજ થતે પણ બીન સમજુ તેમજ અજ્ઞનના હાથમાં ઘોડાની લગામ આપી તેથી ગાડીના ટુકડા કરાવ્યા. વાંદરાના હાથમાં અસ્તરો આપ્યો તેણે પહેલું ગળું પોતાનુંજ કાપ્યું, આવી આજકાલ હકીકત બને છે, ને છાટકપણું ઘટવાને બદલે નીશો તથા ચહા વધી છે એ વાત કોણ ના પાડી શકે છે. એક બે દીવસ મીટિંગ થાય ત્યા ગામે ઉપદેશકો જાય ત્યાં મોટિ મોટી દીંગમારની વાતોના તડાકા ચાલે, ન્યુસપેપરમાં વાહવા આવી કે પછી બીજે દીવસે પાછા હતા તેવાજ ને સાબુ બે દીવસ નહિં પીધું હોય તો તેનો બેવડો ખપ ત્રીજે દીવસે લેવામાં આવે છે, એવી આપણી સ્થીતી છે; તેથી ભાઇઓ ગાદરીયા પ્રવાહ માફક ના બનો. તમારી સ્થીતીનું તોલ કરો. આપણે સમજીએ છીએ કે આપણે છાનું કરીએ તો કોણ જોય છે, જાહેરમાં તો તડાકા મારીએ છીએ પણ તે પોકલ વાત કયાં લગન નીભે. માટે નીશતા ખોટી તેનું પરીણામ ખોટું. જો ખરી દેશસેવાની મુલ નેમ ને તે પ્રમાણે તમારે જો કરવું છે તો આ ધાંધલ ને શોરબકોર શું કામ જરૂરનું છે? શાંતીથી ધીરજથી મજબુત પગે આગળ વધો ને નીશટા દેશસેવાની રાખો, સામન નુકશાન કરવાની નીશટા યા વેરભાવ યા દવેશ વરસાવવાની નીશટા ના રાખશો તોજ તમો ફાવશો.

## રાષ્ટ્રીયશાળા.

હવે ગાંધીજીનો ચોથો ઉપદેશ રાષ્ટ્રીય શાળાનો છે. જેમ ઉપર તમોએ જોયું તેમ ગાંધીજીની પવીત્ર નેમ શુભ છે કે હાલના એજયુકેશનથી દેશનું કલ્યાણ થવાનું નથી યાને બધા વકીલ બેરીસ્ટર ડાકટરો થવાથી દેશની ઉન્નતી થવાની નથી, ગાંધીજીની નેમ વેપાર ઉદયોગ ખીલવવાની છે. વાહ કેવી પવીત્ર નેમ? કોણ ના પાડી શકે? પણ અફસોસ કે જે પદ્ધતીથી કામ લેવું જોઇએ તે નહી લેતાં ઉલટીજ રીતે કામ લેવામાં આવ્યું છે. જાણે ઘોડાની શરત બકઇ કે કોણ પહેલો જાય તેમ સુરત મ્યુનીસીપાલીટીનો ઘોડો હરબીની શરત જીતી ગયો. વહા સુરત મ્યુનીસીપાલીટીએ ઠીક બજાવી કે હરદીને જોઇતું હતું તેવું વઇદે કહ્યું. આજના છોકરાઓને શીખવાને નામે આરતી તેમજ માબાપ તરફ નાફરમાની તેમજ મોજશોખ ને સહેલાની એટલે ટોપી એટલી બેસતી આવી ગઇ ને છોકરાનું ભવીષ્યનું સત્યાનાશ વાળ્યું. અરે મારા દેશ બંધુઓ તમારો જે ડંકો વાગ્યો છે તે છેવટ એક કલંકમાં ફેરવાઇ જઇ તમો સુરતને માથે કાલી તીલી આવી છે. હું પોતે છાતી ઠોકી કહું છું કે કેલવણીની પદ્ધતીમાં સુધારાની જરૂર છે. તમો નામદાર સરકાર સાથ રહી કેળવણીમાં ફેરફાર કરાવો. તમો ઉદયોગના ખાતાઓ કહાડી તમારી થાપણો તેવા ખાતા ખોલવામાં રોકો. તમારા બચ્ચાઓને પરદેશ મોકલી તેવી કેળવણી આપો. સરકાર ક્યાં તમારો હાથ પકડે છે પણ એકદમ નાહાન

બચ્ચાં માફક સરકાર સાથ છેડતી બીધી તમારી ગ્રાન્ટ જોઇતી નથી, હમો સ્કુલ ચલાવીશું વાતોના તડાકા મારીયા. પહેલું તમારી પાસે સાધન કયાં છે ? તમો સરકારની મદદ વગર એક ડગ તો ચાલી શકતા નથી તમને ફાવતી વાતમાં મદદ જોઇતી નથી ને નહી ફાવતી વાતમાં સરકારની મદદ માંગો છો. જે કામ વરસોનું ધીરજનું ને જાતી ભોગનું છે તે કામ વીજલીના આચકા સાથ બોલ બોલતા પાર પાડવું છે. તમોએ પહેલી કેલવણી આપી કે માબાપની નાફરમાન થવું એ બચ્ચાંઓને બોધ આપી તમારી નીશાળમાં બોલાવ્યા લાડકા છોકરા સરકારી નીશાળે નહીં જાય તેને રમાડી હસાવી રેંટીયો કંતાવી ઘરે મોકલ્યા ને એક ભટકતી જીંદગી કેમ ગુજારવી તેનો પહેલો પાઠ છોકરાઓ ને શીખાડયો. વાહરે વાહ ! રાષ્ટ્રીય શાળાની કેવી શુભ શરૂઆત ? ફકત સરકાર સાથ અંગત દવેશ વરસાવવા યા બતાવવા જેવું પગલું, તે સીવાય મુલ નેમ તો કશી નથી. જે નીશાળોમાં એકદમ સો બસો છોકરા હતા તે પાછા ટુંક મુદતમાંજ પચીશ ત્રીસ પર આવ્યા. આ શું બતાવે છે ? જેમ હાર્યો જુઆરી બેવડો રમે તેમ એકની નીષ્ફળતા કે બીજુ કરવું. ઉમરે નહીં ફાવ્યા તો ગોથાન ગયા ત્યાં નહીં ફાવ્યા તો ભેસ્તાન ગયા. એમ આખા તાલુકા બગાડવા માંડયા એક ઉંદર બાંડો થયો કે બધાને બાંડા થવા સલામણુ કરે તેમ આ જગે મામલો ચાલે છે. જો તમારી નીશાતા ચોખી ને પવીત્ર હતે તો તમો તમારી હદ બાંધી તેટલુંજ કામ પુરૂં ફતેહમંદ કરી આગલ વધતે- આ

તો તમે છબરકો કીધો. હરખાયલા કુતરા માફક જયાં ત્યાં દોડી ફાફા મારી ઘણાના જીવની હાની કીધી છે. તમારી પવીત્ર નેમ શું ? ! દેશમાં ઉદયોગ ફેલાવવો તો ઉદયોગ ફેલાવવા શું પગલાં લીધાં ? કેટલા દેશભકતોએ પોતાના પૈસાનો ભોગ આપી થાપણ રોકી નવા નવા ઉદયોગ હુન્નર કહાડયા તમો મીલની સ્થીતી જુઓ. ગરીબો રાત દીવસ મહેનત કરી લખો ને કરોડો રૂપીયા કમાવી આપે છે. તે ગરીબ વર્ગનાં બચાં માટે તમોએ શું કીધું ? મોટા મોટા વ્યાજો લઇ મોટા લોક ધીંગતાગ ઉપાડે છે ગરીબને ભોગે; ત્યારે તમારા દેશની ખરી લાગણી છે તો કેમ તમો જાતી ભોગ આપતા નથી ? તે લોક તથા તેના બચાંને કેમ આગળ વધારતા નથી ? કેમ નવા ઉદયોગો બરપા કરતા નથી ? નવા ઉદયોગ શીખવવા કેમ પરદેશ છોકરાઓને મોકલી શીખવતા નથી ? તમો સોય બનાવી જાણુતા નથી, ઘડીયાલ બનાવી જાણુતા નથી, એક નજીવી બાબદમાં તમો પાછળ છો. પરદેશી દરેક ચીજ ઉપર તમારો આધાર છે તે સુધારવા તમો કશું કરતા નથી, તમો સુરતમાં પારેખ હુન્નરશાળા છે તેને સુધારવા યા તેને ઉંચા પાયા પર મુકવા આટલા વરસ શું કીધું છે ને એકદમ જેમ ખાટી તાડીમાં જોશ આવે તેમ ગાંડો ઉભરો કહાડો છો. તમારી પવીત્ર નેમને કચડી નાંખી ફકત દવેશ ને મોટાઇ ને દેશ અભીમાનીમાં ખપવા આ પગલું લીધું છે એમ ખુલ્લુ ભાસે છે. બાકી જો પવીત્ર નેમ હતે તો એ ઉપર બહુજ

વિચાર કરી દેશને શું લાભ કરે તેવા પગલાં લેવામાં આવ્યા હોત તો બેશક ઘણુંજ સ્તુતીપાત્ર કહેવાત, પણ દીલગીરી સાથ લખવું પડે છે કે આજ કાલ આ હુલકામાં જે મોટે ભાગે ખરા આગેવાનો તો શાંતી જાલવવા પ્રયાશ કરે છે પણ તે લોકની સંખ્યા થોડી છે. મોટી સંખ્યા અભણ વરગ તેમજ જેના ગામમાં ઘર નહીં ને સીમમાં ખેતર નહીં, જે લોક કેવલ રખડતા બીન રોજગારી ભટકી જીંદગી ગુજારતા હતા તેવા આજ આગેવાનીમાં આવી ગયા છે તે લોકને સુનેરી તક મળી છે કે જેને કોઇ ઓળખેતું નહી તે જાહેરાતમાં આવતા થયા. ભાષણ વકતા થયા, સરકારને પાંચ પંદર ગાલ દીધી કે દેશા ભીમાની થયો. હું કેદમાં જવા તઇયાર છું બોલ્યો કે સ્વર્ગે ગયો તેમ ગામે ગામ દુધપાક પુરીના ભોજનો મલે છે ને મોટર ને ગાડીઓ ફરવા મલે છે ને વાવટા ને સંઘ સાથ જાણે શંકરાચાર્યની સ્વારી આવે તેવા થાઇ થવા લાગ્યા. પારકે પૈસે દીવાળી હીસાબ કે કીતાબ ખેરસલા. આવા સંજોગમાં ઉપર મુજબ બીન રોજગારીને મોજ મજાહનું સ્થાન થઇ પડયું છે. ગાડરીયો પ્રવાહ નીરદોષ બીન કેળવાયલા તથા નાહાન છોકરાઓના મન ઉપર આવા શંકરાચારીઓએ ખોટી અસર કરવા માંડી છે. એ બીચારા ને નીરવાહ કરવાના ફાંફા હતા તેને આવી મજાહ કરવાની મલે ને કેદમાં જાય તો મફત ખાવાનું મલે ને ભલે નામે કે બુરે નામે વાહવા થાય યા મોટા લોકનું ખુન કરે યા અપમાન કરે તો દુન્યામાં નામ થાય કે ફલાણો તે ભલે નામે

નહીંતો બુરે નામે તો પંકાય. આવા સંખ્યાબંધ દેશનું નખોદ વાળનારાઓ પોતાના સ્વાર્થ ખાતર દેશને પાયમાલી માં મુકે છે. તમો કોઇબી મોટું ટોળું આવા વર્ગનું જોશો તો છોકરાઓ તથા બીન કેળવાયલા અભણ લોકનું જોશો ને તેને પુછશો કે શું કામ ચલ્યા છો, આજ શું છે, તો કેટલાક કારણવતીક જાનતા નથી. ફકત ફલાણાએ ના કહયું તેમ નહી કરવું ને હા કહયું તે કરવું. ગાંધીજીના નામ સાથ ઘણા લોક ચેડાં કહાડી દેવનના નામને બટો લગાડે છે. જેમ મરકી ફાટે તેમ આ ઉપદ્રવ કાંઇ સંજોગે ફાટો છે કારણ દરેક મુલ પવીત્ર નેમને ઉંધી વાળી ખોટી નેમથી કામ લેવામાં આવે છે ને હવે ગાંધીજીના અછોડા ગાંધીજી પાસ રહયા નથી એમ ખુલ્લું લાગે છે કારણ જો અછોડા ગાંધીજી પાસ હોય તો ગાંધીજીની મુલ નેમ કેમ બર આવે નહી? તેથી બે વાત છે. એક તો ગાંધીજીના અછોડા ગાંધીજી પાસ રહયા નથી, જો તેમ નહી ને અછોડા હાથમાં હોય તો પછી આ બધા ખોટા કર્મો ખોટે રસ્તે ચાલવા દેવા માટે તમો ગાંધીજીને પોતે દોશીત લોકની આખમાં ઠેરવશો. જેમ: અમદાવાદમાં હુલ્લડ વખતે બીન કેલવાયલું લોક ઉશ્કેરાઇ ખોટું કરી પોતે ભોગ આપ્યો ને ગાંધીજીએ ખુલ્લું કહયું કે આ કામમાં મોટા સારા માણસોનો હાથ હોવો જોઇએ ને તે વખતે લોકોની લાગણી ગાંધીજી તરફ ઉલટીજ થયલી માટે તેથી બી બુરો વખત નહી આવે તે લોકોએ જોવાનું છે માટે રાષ્ટ્રીયશાળાની શુભ નેમ બર આવી નથી. પરીણામ ખોટું આવ્યું છે ને હજુ એથી બુરું આવશે. આજ

હજારો કુટુંબો સ્કુલ ફી આપવા અશકત છે. શીખવાની ચોપડી મલતી નથી એવા છોકરાઓને સ્કોલરશીપ ચોપડી વીગેરે લાભ મલતો હતો. મુફત કેટલાક કેળવણી લેતા હતા તેમજ કાયદાના બાધને લીધે એક સ્કુલથી બીજી સ્કુલમાં વગર કારણે જઇ શકતા નહી તો હવે છોકરાઓને ખોટું ઉતેજન–હરામખોરી–માબાપ તથા ઉપરી તરફની નાફરમાની તેમજ ભટકતા કરી મુકયા છે આજકાલ એ સ્થીતી છે તેમજ સરકાર જે ગામે નીશાળ છે ને ત્યાં રાષ્ટ્રીયશાળા કાડી હશે તે ગામમાં ફરી ભવીષ્યમાં નીશાળ રાખેશે કે નહીં એ બહુ શક પડતી વાત છે. તે લોક હમેશનું શીક્ષણનું સાધન ગુમાવી જીંદગી પર્યંત પસ્તાવાનું કરશે માટે ભાઇઓ હજુ ચેતો ને વાંદરાની માફક મદારીઓના કાબુમાં આવી ગમે તેવા ચેડાં કારતા નહી. એ લોક ખસી જશે ને તમારે હમેશનું ખમવાનું છે. હમણા તો મોટાભા કહેવાશો, નાટકના રાજા જેવા બનશો પણ નાટક પુરો થયો કે બુરી સ્થીતી થશે. ભાઇઓ જરા તમોજ શાંતીથી વીચારજો તમારે હાથે કુહાડી પગમાં મારતા નહી. ભલે ચેતવણીમાં ખામી હોય તો સુધારો, ઉદયોગ વધારો, નવાનવા સાહસ ઉઠાવો, કોણ ના પાડે છે. હરેક જણ ખુશી; પણ જે તોફાની તત્વ આમેજ કીધું છે તે દુર કરો. દવેશી કપટી તથા આગ્રહી ના બનો ને ખોટો મારગ અખત્યાર ના કરો; એવી મારી વીનંતી છે. ને તમારા ઉપદેશક મુલ ગાંધીજીના ખરા ઉપદેશને જેમ આવે તેમ કરો, નહીતો તમો છેવટ મુશીબતમાં આવશો ને તમારા આવા અવીચારી કૃત્યથી

તેવો મોટા જોખમમાં આવી પડશે તે બાર વખત વીચારજો.

પાંચમી બાબદ કાઉનસીલમાં નહી જવું. કોઇબી અમલદારનો સતકાર નહી કરવો. ડયુક તેમજ પ્રીન્સ વખત હડતાલનો ગાંધીજીનો ઉપદેશ.

હા, આ ઉપદેશમાં ગાંધીજીની નેમ એકજ કે સરકારને એમ બતાવવું કે લોકો અસંતોશ છે, ભલે તે નેમ હોય તો એક વખત બે વખત કીધું તો આ અવાજ શું સરકારને કાને નહી ગયો? મહીનામાં પાંચ વખત હડતાળ પાડી તેથી સરકાર ઉપર ઘણી અસર થઇ? આગલના વખતમાં જવલેજ ખાશ બનાવમાંજ કાંઇ એવું બનતું તો તેની મહત્વતા હતી. હવે તો કોઢીઆની દોરસેરની હડતાળ થઇ તો મહત્વત્તા કયાં રહી? રોજબી હડતાળ પાડો તેમાં સરકારનું શું જાય છે? એક નીરદોશ બાદશાહી નબીરો આવે તે વખતે તમો આવા ચેઠાં કહાડો તો તેજ ભવીષ્યનો રાજા તે છાપ શું લઇને જશે કે લોકો બેવકુા તેમજ જંગલી ને અભન છે, ને રાજકીય ચલાવવા તદ્દન લાયક નથી. આ છાપ સાથે જશે. જો તમારૂં દુઃખ બતાવવું હતું તો કાઉનસીલમાં તમારો અવાજ મજબુત પાયે રજુ કરવો હતો. શાહજાદાને માનપત્ર આપી તેમાં જેબી હક માંગવા હતા તે લાયકાત પુરવાર કરી હકની રૂએ માંગવા હતા તેને બદલે લાડકું છોકરૂં હોય ને માબાપની ઢીલી પોચી જોઇ જેમ ખાલી છીંડાં કાડી કાંઇ કાંઇ બહાને સતાવે ને માબાપને દુખી કરે તેમ આજનો મામલો છે. શું સરકાર આવા કૃત્યથી ડરી જઇ કાલથી તમને સ્વરાજ આપી દેશે? તેવી જો આશા

હશે તો ખ્યાલ તદ્દન ખોટો છે. લાયક થાવો ને આપોઆપ મળશે એ કુદરતનો કાયદો છે. શું આજ પર્યંત દેશના નેતાઓને નહીં સુઝ પડયું કે આવા આવા બેહુદી ભરેલા પગલાં તે લોકે નહી લીધા ? શું એખલા ગાંધીજીમાંજ પરમેશ્વરે બુદ્ધી આપી દીધી કે તે જે બી કહે તે બધુંજ ખરૂં સમજવું. જેમ ઉપર બતાવ્યું તેમ ગાંધીજીની મુળ નેમ પવીત્ર ને બોધદાયક છે પણ ગાંધીજીના અછોડા હાથમાં રહ્યા નથી યા હવે ગાંધીજીએ પોતાનું બેલન્સ ગુમાવ્યું છે, બેમાંની એક વાત છે. કાઉન્સીલમાં નહી જવાનું કારણ અસહકારીઓ પોતાના ભાષણમાં શું કહે છે કે, ગાંધીજી ડીસેમ્બરમાં સ્વરાજ મેળવવના છે તો પછી કાઉન્સીલમાં જઇ શું કરવું, શું સરસ બચાવ ? સ્વરાજ ૧૯૨૧ના ડીસેમ્બર ને બદલે આવી વર્તણુંકથી ૨૦૨૧ના ડીસેમ્બરમાં પણ મળવાનું નથી એ નીશ્ચય સમજવાનું છે. આવા હવાઇ વીચારો બાજુએ મુકી રીતસર ને કાયદાપુર્વક કામ કરવાનું છે. આગેવાની ભર્યો ભાગ ભજવી પોતાની લાયકાત પુરવાર કરી આપવાની છે તેમજ ધીમે ધીમે હક્કો એક પછી એક લાયકાત મુજબ મેળવી ટુંક વખતમાં સ્વરાજ આપોઆપ કુદરતી કાયદે મળે. જો એક વફાદાર ને લાયક દીકરો પોતાની આપ ચાલાકીથી બાપનું કામ ઉઠાવી લે તો કુદરતી રીતે તે રીટાયર થઇ છોકરાને સર્વે સુપુરત કરે છે તેજ મુજબ સરકાર આપણી લાયકાત જોશે તો આપોઆપ કુદરતી કાયદે વગર માંગવે વધુ ને વધુ હકો આપશે તેથી ભાઇઓ કુલ્લીમાંનો ગોલ નથી કે ખાઈ જશો. આમ તોફાન મસ્તી યા ધાંધલ કરવાથી સરકાર ડરી સ્વરાજ આપી દેવાની છે ? જો આવાજ વીચાર તમારા હશે તો કેવળ ભુલ છે ને ખોટી સલાહ મળી છે.

## હવે છેલ્લી ગાંધીજીની માન્યતા શું છે કે કાયદાનો ભંગ કરવો, મહેસુલ ભરવું નહી વીગેરે.

ઉપલી બધી બાબદો ગાંધીજીએ અજમાવી જોઇ પણ અફસોસ કે ગાંધીજીએ દરેક બાબતમાં નીષ્ફળતા મળી. શું કામ નીષ્ફળતા મળી? કારણ મુળ નેમથી ઉલટું વર્તન થયું. મોટે ભાગે શુકાનીઓ ખોટા મળ્યા, વગર સમજના તેમજ ઉગરહી મળ્યા, તે લોકે કોટીયું ઉંધું મારીયું તેમજ સ્વરાજ મેળવવાના અનેક ગાંધીજીના વાયદા ખોટા પડયા, હું દોષ ગાંધીજીનો નથી કહાડતો તે બીચારાએતો ભલા મારગો બતાવ્યા પણ ભુલ એટલીજ કીધી છે કે તેવોએ સ્વરાજ મેળવવાની ટુંકી ટુંકી મુદતો" બતાવી તેમજ તે કામ ઉતાવળે કરવા ગમે તેવાને શરણે જવું પડયું છે ને પોતાની લગામ ખોહી બીજા બીન અકલીઓના હાથમાં ગઇ તેનું આ પરીણામ આવ્યું છે કે હવે ગાંધીજી માટે બીજો રસ્તો રહ્યો નથી કે. કોઇ એવો રસ્તો પકડવો કે સરકારને ગાંધીજીને કેદમાં મોકલ્યા વગર છુટકોજ નહી. ગાંધીજી ઈચ્છે છે કે કયારે કેદમાં પુરે કે એવોને શાંતી મળે. આતો રોજ દીન પડે સ્વરાજ કયારે મલશે, ને હવે બીજું શું કરીએ. બીચારા હિંદને ખુને ખુને ફરી સ્વરાજની નેમ સમજાવી હવે થાકયા છે, અને હવે મરણીયા થયા છે, બીજો ઉપાય નહી, આપઘાત કરવો તો હીનપતી, ભરાઇ બેસવું તે હીનપતી, છેવટ ટેક ને આબરૂ કેદમાં જવામાં છે, સરકાર તો આટલું આટલું કરે છે ને કેદમાં મોકલતી નથી તો હવે એવું કરવું કે સરકારનો છુટકોજ નહી, ને કેદમાં ગયા કે સુખીયા થયા પછી લોકોની સરજતપર મુકશે. સ્વરાજ નહી મળશે તો ભાઇ હું શું કરૂં. હુંતો કેદમાં હતો, તમે કાંઇ કીધું નહી તમે નીયમનો ભંગ કીધો હું શું કરૂં. લોકો આજ સુધી શું સમજે છે કે સરકાર ગાંધીજીથી બીએ છે. હા, ખચીત બીએ કારણ સરકાર તદ્દન નબળી જેની પાસે બેજ બોમ્બ ગોલા છે,

જેની પાસે ફક્ત ૧૦૦–૨૦૦ માણસનું લશ્કર છે, તેમજ કશું સાધન નથી, જે સરકાર મોટી સલતનતની સામાં લડતાં બીધી નહી તે ગાંધીજીથી બીએ ! ખચીત ખરી વાત, કેવળ આ માનવું તદ્દન મુર્ખાઇ ને બીન અકલી લોકનાં વીચાર છે. તેમજ ગરીબ ગામડીઆને સમજાવવાની વાતો છે. સરકારે પુરવાર કીધું છે કે ગાંધીજીએ જેજે રસ્તા બતાવ્યા તે તમોએ ખોટે રસ્તે અમલમાં મુકયા ને સ્વરાજની અનેક મુદતો આપી તે સર્વે ખોટી પાડવા તેમજ દરેક તમને તક આપી તમારે હાથેજ તમને પુરવાર કરી બતાવ્યું છે કે ગાંધીજીની ભલી દરેક નેમ નીષ્ફળ બીન અકલીઓને હાથે ગઈ છે, ને કેવળ સાબીત થયું છે કે આ રીતે સ્વરાજ મળવાનું નથી, ને કદીબી મળવાની આશા નથી. હવે એટલું બી સીદ્ધ જાણવું કે આજસુધી સરકારે શાંતી તથા ધીરજ રાખી છે તેજ તેની મોટાઈ બતાવે છે, બાકી આ ટીપાટના તોફાનને પલવારમાં દાબી દેવા પુરતી શક્તિવાન છે, ને જે આ છેલ્લી કોશીશ કરવા ધારી છે તે મહારા પ્રીય બંધુઓ તમો બહુ ચેતજો. બહુ સંભાળજો, તમારા જાનમાલની ખરાબીનું પરીણામ આવશે. તમો તમારા બચ્ચાંનો નીશાશો લેશો, ગરીબ નીરદોશો માર્યાં જશે, હંમેશની સખતાઇ થશે ને પછી એક તસુ મહેરબાની માંગવા માટે તમને જગો રહેશે નહીં, પછી મોચીના દેવને ખાસડાની પુજા થશે, તમો જે સુખ આજ ભોગવો છો, તમો મોટી જાગીરી ધરાવો છો તે ખોઇ બેસસો, પલવારમાં જશે, જે આજે મદારીઓ તમને નચાવે છે તેઓમાંના ઘણાના નથી ઘર કે નથી સીમમાં ખેતર, એવા ઘણા મદારીઓ છે, તે લોકોને નથી ન્હાવું કે નથી સ્નાન કે સુતક, આજસુધીની કારકીર્દીમાં જે બારડોલી તાલુકો કે જે સર્વેથી નરમ વફાદાર સરકારને ખરી મદદ કરી છે તે તાલુકો

બીજા કમઅકલી ને સ્વાર્થીના ફુલવાથી ઘોડે ચડયો છે, પણ હજુ વીચારો જે જે કરો તે અગાઉ બાર વખત વીચાર કરજો. અનેક વક્તાઓ આજ થયા છે તેમાં કેટલાક એમ સમજાવવાની કોશેશ કરશે કે બધા એકસંપ હોય તો શું સરકાર બધાની મિલકત, જમીન, જપ્ત કરશે, કોણ ખેડશે, કોણ લેશે ? અરે ભાઇ, હીંદુસ્તાની પચરંગી વસ્તી તમારાજ ભાઇબંધ આ સુનેરી તકનો લાભ લેશે, તુરત લેશે ને તમો ઘરબાર વીનાના થશો, ખરચાં રખડશે, ને અંદરથી એથી બી બુરૂ છેવટ આવશે. સરકારનું કશું જવાનું નથી. જશે તમારૂં ને તમોજ છેવટ પશ્ચાતાપ કરશો કે આ ભેંસનું પુછડું કયાં પકડયું ને કયાં કમબખ્તી લાગી કે મોતને નોતરૂં દીધું ભાઇઓ ખુબ ચેતજો. તમારાથી આ તમારા મીત્રો કે જે ખરા મીત્રો નથી પણ શત્રુ છે તેનાથી બચવું હોય તો તમો થોડો વખત ખસી જાવો ને એ બોધ કાને પડવા દેતા નહિ યા તે લોકને કહો કે તમો પહેલે કરો પછી હમો જોઇશું પણ એ જાલમાં તમો ફસાતા નહી. તમારે માટે જાલ પાથરી છે; ખુબ ચેતજો ને સંભાળજો. પ્રીય ભાઇઓ તમો કહેશો કે આ સરકારનો ખુશામતીઓ આવ્યો છે પણ તમો પહેલેથી છેલ્લે સુધી ખુબ ધ્યાનથી વાંચજો. હું દરેક ગાંધીજીના ઉપદેશને વખાણું છું. ગાંધીજીનો દોષ નથી, કેટલાક શુકાનીઓ ખોટા મળ્યા. બધા શુકાની તેવા નથી, મેજોરીટીની વાત છે. જો ગાંધીજીના દરેક ઉપદેશ ને તેની ખરી નેમ જળવાઇ હતે તો આજ જુદીજ જળકતી રોશની શાંતી તેમજ સ્વરાજ જરૂર મેળવવા ભાગ્યશાળી થતે. અલબત્ત જરા વખત લાગતે, જરી ધીરજ રાખવી પડતે પણ તે મકમપણે ને વગર ધાસ્તીએ શાંતીથી જરૂર મળતે. જયારે આ તો સ્વરાજ મેળવવાનું એક બાજુએ રહ્યું પણ બખેડા, બેદીલી તેમજ દેશ ઉપર આફ્ત લાવ્યા છે. હે પરમ કૃપાળુ ઈશ્વર હજુ પણ હમારા દેશની રક્ષા

કરો, હજુ પણ સારી બુદ્ધિ આપો ને ઉતાવળા ખોટા પગલાં લેતા બચાવો એટલી દુવા ઇચ્છું છું ને દરેક ભાઇઓ, બહેનોને નમ્ર બે હાથ જોડી અરજ કરૂં છું. બે વખત શાંત મનથી વાંચજો, તમારી બુદ્ધિનો ઉપયોગ કરજો, તોલ કરજો, ઉગ્રહી થતા નહી ને શાંતી રાખજો ને કાયદાનો ભંગ કશોબી કરતાં નહીં. એક વખત હાથમાંથી બાજી જશે પછી પાછી આવવાની નથી તે ખુબ યાદ રાખજો.

હવે ગાંધીજીના શુકાનીઓ પરદેશી કાપડની હોળી કરી થાકયા તે હવે પોતાના દેશ તથા પોતાના ભાઇઓની હોળીની તૈયારી કરે છે, તપાસજો આપણા ગુજરાતના લોક બીચારા મેંઢાં જેવા છે તેનો એક જીવતો જાગતો દાખલો આપણે સાંભળ્યો છે કે એક અમુક ગામે એક તપેસરી આવ્યો તેણે ગામ લોકની શ્રદ્ધા પોતાની ચતુર વણીથી ખેંચી લીધી ને એક સમો એવો લાવ્યો કે દશ વીસ ગાલ્લી લાકડાં રહે એવો ખાડો કરાવી તે લાકડાં સળગાવ્યાં ને લોકને કહ્યું કે તમો આ બળતામાંથી એક પછી એક દોડીને જાવો તમો દાઝશો નહી. ગરીબ અભણોએ ફક્ત શ્રદ્ધા રાખી તેમ કીધુ તો પચીશ-ત્રીશ માણસો બળી મુવા તેમ આ હોળી દેશને માટે સળગાવી છે. ખુબ ચેતજો ભાઇઓ, શાંત મન રાખી બાર વખત વીચારી જે કરો તે કરજો કે ફરીને પસ્તાવાનો વખત આવે નહી હું તો મારી ફરજ અદા કરૂં છું પછી કરવું ન કરવું તમારી ખુશીની વાત છે પણ ડાહ્યા પુરૂષ તરીકે જરા બુદ્ધિનો સદઉપયોગ કરજો ને કોઇની ફુલવણી ઉપર બેવકુફ ન બનતા એટલી મહારી બે હાથ જોડી નમ્ર અરજ છે. પરમેશ્વર સહાય થજો. આ દેશ ઉપરની આફત દુર કરજો ને શાંતી શાંતી ઇચ્છી પ્રવર્તી કરશો એટલી દુવા ઇચ્છું છું.

આથી લોકોએ એમ નહી સમજવાનું કે સ્વરાજ મેળવવાના તમારા પ્રયાસને હું તોડી પાડું છું યા તમને નાશીપાસ કરૂં છું તેમ સમજતા નહી. ફક્ત ધિરજથી શાંતીથી ઉપર જે ગાંધીજીના

ઉપદેશોની જે ખરી નેમ છે તે નેમ પ્રમાણે વર્તવા મારી અરજ છે ને સ્વરાજની અમુક મુદત બાંધવી નહી પણ આશા રાખશું કે આપણે શાંતીથી ને મકમપણે આપણે એકસંપીથી કમ લઇશું ને આપણી લાયકાત જેમજેમ પુરવાર કરશું તેમ જલદી સ્વરાજ મળશે મોટો આધાર આપણી લાયકાત ઉપર છે. જલદીમાં જલદી જો આવોને આવો જોશ ખરે રસ્તે રહે તો પાંચ વરસ ને સાધારણ રીતે દશ વરસની અંદર આપણને સ્વરાજ મળવું જોઇએ પણ પહેલી આપણી લાયકાત બતાવવા દરેક ભોગો આપવા ને તેવી કેરેકટર ફોર્મે કરવા પડેલે દરેકે કોશીશ કરવી જોઇએ તો વગર માંગવે સ્વરાજ મળવાનુંજ.

પરીક્ષાના મથાળા નીચે નવજીવનમાં ગાંધીજી શું કહે છે તે તેમના બોલમાંજ લખું છું. "ગુજરાતે બંદુકના ભડાકા કયા દહાડે સાંભળેલાં? ગુજરાતે લોહીની નદીઓ કયારે જોયલી? ફટાકડાની જેમ બંદુક છુટતી હોય ને માટલાંની જેમ માથાં ફુટતા હોય તે ગુજરાતથી જોયા જાય કે?" આ વચનો શું કહે છે તે તમો વીચારો. ખુલ્લું ગાંધીજી શાંતી રાખવા બોધ આપે છે બીજી ગમ ચેતવણી આપે છે કે લોહીની નદી વહેશે, માટલાં ફુટે તેમ મનુષ્યના જાન જશે. ભાઇઓ, આ ગાંધીજીનો ઉપદેશ ધ્યાનપર રાખજો? શાંતીની વાતોપર લક્ષ આપજો નહી તો હવે આ છેલ્લે પાટલેનો ઉપાય છે શીર જાવ કે પુલાવ ખાવો. ભાઇઓ, બચ્ચાં છોકરાંનો વીચાર કરી જે કરો તે કરજો. ચડ જાઓ બેટા શુળીપર તેમ નહીં કરતા. બકરાઓને ફેંસવા શોધી કાડયા છે. નીરદોશ બકરાની કતલ થશે. ભાઇઓ તમારા બાંધીજ શાન્તી રાખવા કહે છે ને પહેલથી ચેતાવે છે બકરાઓને શોધી કહાડયા છે. તમો ઉપર મોટી આફતનું સીહા વાદલ ચઢી આવ્યું છે તે ચેતજો ને તમો ધૈર્ય રાખી પ્રભુની સહાયતા માંગજો ને આ તમારા ગરીબ દેશબંધુની અરજ ઉપર એક બે

ત્રણ વાર વીચારજો. સ્વરાજ કેળવાની મુદત જતી રહેતી નથી. મુદતનો બાધ નડવાનો નથી કોઇમાં ઉતાવળના ખોટા પગલાં ભરતા નહી. ધીરજથી સરવે સારૂંજ થશે. ધીરજના ફળ મીઠા છે. ખોટા કામોથી દુર રહેજો. સ્વાર્થી આપમતલબીયાથી દુર રહેજો ને દેશનું કલ્યાણ થાય તેવા વેપાર ઉદ્યોગ તથા નવા સાહસમાં તમારા ભેજાને રોકેલું રાખજો તેમજ સરકાર સાથે સહકારમાં રહી રાજદ્વારી બાબતમાં પુરતા માહીતી ને લાયકાત મેળવવા કોશીશ કરશો તેજ જલદી સ્વરાજને લાવશે એવી મહારી નમ્ર અરજ છે.

આ મહારૂં લખાણ પુરૂં કરી છપાવવા ગોઠવણ કરૂં છું તે દરમીયાન મુંબઇમાં કાંઇ તોફાનની વાત સાંભળી. આ તોફાનનું પરીણામ તથા શાંત મામલો થાય એટલાં છપાવવા મોકુફ રાખ્યું હું જો મહારીજ પીઠ ઠોકું તો વાજબી કહેવાય નહીં પણ મારા લખેલા બોલેબોલ હું ખરા જોઉં છું ને તેજ પ્રમાણે આજનો ગાંધીજીનો પોતાનો એકરાર વાંચી મહારી આગાહી ખરી પડેલી જોઇ મને તાજુબી લાગે છે કે આગાહી આટલી જલદી ખરી પડી છે.

ગાંધીજી કબુલ કરે છે કે મેં ભુલ કીધી છે, એઓ શરમીંદા પડયા છે, એઓનું કોઇએ મુંબઇમાં માન રાખ્યું નહી ને પોતે હવે પશ્ચાતાપ કરે છે, હું પણ ખાત્રીથી માનુ છું કે ગાંધીજીનો પશ્ચાતાપ ખરો છે. દલગીરી એટલીજ કે આવા બાહોશ માણસ થઇ જલદી ચેતીયા નહી, રાંડયા પછી ડહાપણ તો આવે પણ જે કલંક ચોંટયો તે કેમ ફીટશે, આ થએલા ખુનો, નુકશાનો ને અપમાનો, માટે કોણ જોખમદાર છે? ગાંધીજીની માન્યતા ખોટી પડી. ગાંધીજીકી જએ કરાવી કે ગાંધીજીકી ફજેતી બેવકુફ લોકોએ કરાવી? હજુ તો કાયદાનો ભંગ કરવા ધારતા હતાજ, તે અગાઉ કુદરતે ચમત્કાર કરી બતાવ્યો કે તમારાથી કાબુ રહેવાનો નથી ને ખુનો ને લોહીની નદી વહેશે તેને પુગી વળાશે તે સાક્ષાત જેવા આ ન્હાનો દાખલો બન્યો છે. હજુબી ચેતો કે શુલીનું વીઘન કાંટે ગયું છે, માટે હવે ગાંધીજી માટે સારો માર્ગ એજ

છે કે એવને હાલ તુરત છ મહીના કોઇબી જાતની હીલચાલ મોકુફ રાખવી ને પછી ઉપર બતાવ્યા તે નીયમોની પ્રતીજ્ઞા લે તેવાનીજ મંડલીઓ સ્થાપવી ને નીયમ તોડે તો તુરત આગલ રાખી તે લોક ઉપર સરકારી રાહે પોતે કામ ચલાવવું ને જે ફીતુરી તત્વ આમેજ થયું છે તે ચુંટી ચુંટી બહાર કાઢવું ને અસહકાર નહીં સહકારી રહીં દરેક નીયમો પાલવા કે જે કાલી તીલી ચોંટી છે તે દુર થઇ છેવટ સ્વરાજ જલદી મેળવવા ફતેહમંદ થવાય ને સ્વરાજ મેળવવાની મુદત તદ્દન કહાડી નાંખવી, મુદત, આપણી લાયકાત જેટલી જલદી આવશે એટલું વહેલું સ્વરાજ મળશે એજ મુદત માટે હવે હાલ તરત છ મહીના કોઇબી જાતની ચળવળ ચલાવવી નહી ને લોકોને તદન શાંત પાડવા. કોઇબી જાતની પછી નરમ પ્રકારની ચળવળ પણ હશે તો હવે ઉશ્કેરાયલું લોક હાથમાં રહેશે નહીં ને ખચીત આવાજ કમનસીબ બનાવો બનશે તેથી શાંતી ખાતર છ માસ કશું બી પગલું યા ચળવળ કરવી નહી, અને લોકને મોટો બોધપાઠ મળશે કે તોફાનથી આગળને બદલે પાછળ હઠયા માટે વધુ નહીં લખતાં છેવટ અરજ કરૂં છું કે દરેક ડાહ્યા પુરૂષે હવે એ વાતથી હાથ ઉઠાવવો ને લોકોને શાંત કરવા, ને જો તેમ નહી થશે તો પરીણામ નીર્દોષ ને સારા માણસો માર્યા જશે ને જેમ રશીયાના લોકોના બુરા હાલ થયા છે તેવા હીંદના થશે. રશીયન લોક તો મજબુત ને દરેક વાતે દુઃખ સહન કરી શકે તેવા છે પણ હીંદ તો હંમેશનું જમીનદોસ્ત થશે. આપણી તે લોક જેવી દુઃખ ખમવાની શક્તિ નથી, ભાઇઓ, નાદાન તથા બીનઅકલી તથા ઉગ્રહીના હાથમાં લગામ જશે તો દેશની પાયમાલી લાવશે, સરકારનું કશું જવાનું નથી, જવાનું તમારૂં ને દેશનું જશે, માટે ચેતો ને તમારૂં કલ્યાણ તથા દેશનું કલ્યાણ કરવુંજ હોય તો ઉદ્યોગ વધારો, નવા નવા સાહસ વધારો ને જાતીભોગ આપતાં શીખો. દરેક નવા નવા ઉદ્યોગના સાધન

જાનવા સીવાય તમો સ્વરાજ કેમ ચલાવી શકશો ? માટે પહેલે ઉદ્યોગી થાવો ને આવા ખોટા ફાંફાં મુકી દો. લાયક થાવો ને સ્વરાજ મળશેજ. બીન લાયકાતે એક બારગી તમો મેળવ્યું તો તમો તે નીભાવી શકશો નહીં, ને દેશમાં પોત પોતાનામાંજ લડાઇ, ખુનામરકી, ને લુટપાટ ચાલશે ને તમારેજ પાછા બીજા રાજને શરણે જવું પડશે, તેથી ભાઇઓ આ બધી નાદાનીયત ને ફુલડાઇ છોડો ને શાંત થાવો તેમાંજ દેશને ફાયદો છે. અસહકારીઓ માટે ભાગે એમ બચાવ કરે છે કે શું અસહકારીઓ બધાજ અભણ છે, એમાં ઘણાંજ વીદવાન શીખેલા ને ઘણા સારા સારા માણુસો પણ આવેલા છે. હા, ખચીત તે વાત કોણ ના પાડી શકે. જે ડાયા ને સમજુ તથા શીખેલા અસહકારમાં જોડાયા તે ફક્ત એકજ માન્યતા ને એકજ શરતે કે જે ગાંધીજીના મુલ પ્રીન્સીપલો છે તે બગબર સચવાશે, નહી કે તેનો ઉલટી રીતે ઉપયોગ થાય ને તેમાં તે લોકની સંમતી છે તે ખુલું માલમ પડે છે કે શરુઆત પછી જેમ જેમાઅંદર પોકલ તથા ગેરવ્યવસ્થા થતી માલમ પડે છે તેમ કેટલાક ખસી જાય છે, ને કેટલાક ન્યુતરલ થઈ બેઠા છે. હવે દરેકજણ સમજે છે કે ગાંધીજીના અંકોડા ગાંધીજના હાથમાં નથી ને તે ખુલ્લું માલમ પડતું હતું તે સાબેત પણ થઈ ચુકયું છે. બીજું ગાંધીજીની મુલ નેમ ને લડત સ્વરાજનો વીષય ચચાવાનો હતો તે શાંતીથી લોકોને લાયક કરવા ને પછી સ્વરાજય મેળવવાનો હતો પણ ગાંધીજીએ સ્વરાજ મેળવવાની ટુંક મુદત બાંધી એટલે જીવન સંકોચાઈ ગયા ને મુળ નેમ સચવાઇ નહી તેથી એવોએ બહુ કુનેહ તથા અક્કલ વાપરી કે મેજોર ટી લોકોની વધુ કરવી. એ સવાલ સાથ ખીલાફત સવાલને ભેરી મુસલમાનને પોતાના પક્ષમાં લીધા, બીજી ગમથી છોકરાઓને હાથપર લીધા ને ત્રીજી ગમથી અભન વર્ગ તથા બીન કેળવયલા મીલ મજુરો વીગેરેને હાથપર લઇ પોતે ચોતરફ પોતાનું કામ ઉતાવળે પાર પાડવા આરંભ્યું પણ ખચીત

જે ભુલ થઇ તેનું માઠુંજ પરીણામ આવવું જોઇએ તે કુદરતનો કાયદો છે તેથી એવોના મુલ નીયમો અભન વર્ગ તથા નાદાન ખરચાઓ તથા ઉમરહી લોકના હાથમાં ગયા ને તેનું પાલન તેઓ કરી શકયા નહી ને દ્વેશ તયા ઈર્ષા તથા મારપ્રાડની શરૂઆત થઇ. હવે ખુલ્લું દરેક જણ સમજી શકશે કે આવો મામલો જો વધુને વધુ ચાલશે તો પરીણામ એથીબી બુરૂં ને દેશની પાયમાલીમાં આવશે. સ્વરાજ તો આવી રીતે સ્વપ્ને પણ મળવાનું નથી તે સીદ્ધ જાણવું; તેથી હજુ પણ ચેતજો ને જોખી કરો તે અગાઉ બાર વખત વિચાર કરજો. સ્વરાજ લેવુંજ છે તો શાંત થાવ. સહકારી થાવો ને સરકાર સાથે મળીને લાયક થઇ તમારી લાયકાત વધુને વધુ પુરવાર કરી કાયદેસરના હક માંગો ને તે તમને મળવાજ જોઇએ. કુદરતી કાયદેજ મળશે દેશનો ઉદ્યોગ વધારો, તમારી થાપણ તેમાં રોકો નવા નવા સાહસ ખોલો ને તે દરેક પ્રમાણીકપણે ચલાવતા શીખો. જાતીભોગ આપો ને દેશની સેવા એ હમેશ ધ્યાનપર રાખી દરેક કૃત્ય કરો તો જરૂર ફતેહ તમારી ઘણીજ નજદીક છે.

આ મહારા લખાણનો અર્થ ખોટા ન થાય તે માટે હું ખુલ્લા બોલમાં લખું છું કે ગાંધીજીનો દોશ નથી. ગાંધીજીની પવીત્ર નેમ જુદી છે પણ કેટલાક અભણ વર્ગોએ તેનો ખોટી રીતે અર્થ કરી ખોટે રસ્તે અમલ કીધો. તે ગાંધીજી પોતે હવે સમજે છે ને તેથી પોતે કેટલા કદમ પાછા હઠયા છે કે લોકને શાંત પાડવા દરેક તજવીજ કરી રહયા છે ને મોટામાં મોટો ગાંધીજીનો એ સદગુણ છે કે જે એક કેરેકટર ગૃહસ્થની હોવી જોઇએ તે એ કે પોતાની ભુલ હોય તે કબુલ કરી તે સુધારવા પ્રયાસ કરે ને તે તેઓ કરી રહયા છે તે માટે તેઓને ધન્યવાદ છે. પરમેશ્વર સરવે આપણા બંધુઓને એઓની પવીત્ર નેમ ખરી સમજવાની બુદ્ધી આપે ને મનમાં કપટ દ્વેશ ઉચ્છહી વીચાર મારફાડ તથા જાસ્તીના વીચારો કહાડી નાંખી શાંતી, ભ્રાતૃભાવ, ઐકયતા તથા ખરૂં ખોટું સમજી બીન સ્વાર્થ ને લોકકલ્યા-

ણુનીજ નેમ હૈડે ધરી જો કામ લેવામાં આવશે તો જરૂર સ્વરાજ જલદી મેળવશું ને આપણી કીરતી વધારશું.

છેવટ નામદાર સરકારને અરજ કરીશ કે ખીલાફત સવાલ અગરજો એકલા બ્રીટીશ સરકારના હાથમાં નથી છતાં એ સવાલમાં અંગત ભાગ લઈ મારા મુસલમાન ભાઇના મનની શાંતી થાય તેવા દરેક ઉપાયો લેવા તેમજ હીંદના રાજયકારોબારમાં જેમ જેમ સરકારને લોકની લાયકાત વધુ માલમ પડે તેમજ લોકની વાજબી માંગણીઓ ઉપર વિશેશ ધ્યાન આપી હીંદની પ્રજાને વધુ હક્કો આપવા મોટું દીલગુરદો બતાવો ને જેમ જેમ લાયકાત હીંદીવાનો પુરવાર કરે તેમ તેમ સારી જગો હીંદીવાનોને આપવાથી રાજા ને પ્રજાની ઐકયતા થશે ને હીંદની પ્રજાને અંગ્રેજ સરકારે પોતાની ઢાલ બનાવી હીંદની પ્રજાને અનેક વખત વફાદારી પુરવાર કરેલી છે ને ભવીષ્યમાં પણ તેમજ કરવા ચુકશે નહીં માટે નામદાર સરકારે વખતને અનુસરી છુટછાટથી કામ લેવું જોઇએ અગરજો સરકારની હાલની દરેક મનોવૃતી તેવીજ છે પણ દલગીરીની વાત છે કે એવે પ્રસંગે લોકનાં ઐકયતા નથી. પરમેશ્વર આ અસંતોશી લાગણી દુર કરો ને ઐકયતા થઇ હીંદના રાજા ને પ્રજાનું કલ્યાણ થાઓ એ દુવા ઇચ્છીશું.

છેવટ આ મહારૂં લખાણ કોઇને પરસનલ યા કોઇ કોમની લાગણી દુઃખવવા યા કાંઇ સરકારની ખુશામત ખાતર કીધું નથી પણ ખરેખરી હકીકત જે હું જોઇ શકું છું તે ખુલ્લું બતાવી લોકની ગેરસમજુત દુર કરી શાંતી ફેલાવવા જે પ્રયાસ કીધો છે તે પરમેશ્વર ફળીભુત કરો. એટલું ઇચ્છી હું સમાપ્ત કરૂં છું ને જો આ લખાણથી કોઇને ખોટું લાગે એમ હશે તો તે માટે હું ક્ષમા ઇચ્છું છું કારણ મારો હેતુ કોઇનીબી લાગણી દુઃખવવા યા લોકના પ્રયાશને તોડી નાસીપાસ કરવાનો નથી પણ જે ખોટે રસ્તે દોરવઇ ખરા અર્થનો અનર્થ થઇ ખરાબ પરીણામ આવ્યું છે તે દુર કરવાનો હેતુ છે.

---

સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપી.